સંવત ૧૯૭૯ના પરસોતમ માસની પુનમ ઉપર ડાકોરમાં થએલું ગોમતીજીનું વર્ણન.

વાંચો  વાંચો

# ગોમતીનો ગજબ અને પરસોતમ માસની પુનમ ઉપર થએલો કાળો કેર.


લેખક

કોમીક કર્તા મગનલાલ બાપુજી ગોધરાવાળા

હાલ મુ આણંદ



પ્રકાશક

ગનીમીયાં અલ્લીમીયાં અહમદનગરકર

હાલ મુ આણંદ





આવૃત્તી પહેલી   પ્રત ૪૦૦૦   સને ૧૯૨૩

કિંમત ૦-૧-૦

# ગોમતીજીનો ગજબ.



ગોમતીએ ગજબ કીધો ઘણાનો તો ભોગજ લીધોરે
આજ ગોમતીએ ગજબ કીધોરે નિર્દોષોનો પ્રાણજ લીધો ગોમતી

ઘર થકી ઉમંગ ધરી વળી આવ્યા ડાકોર માંય
તેથી ગોમતી ગુસ્સે થઈને કંઈકને રોકયા ત્યાંય—ગોમતી ૧

દ્વારકાંથી રણછોડજી આવ્યા ને ડાકોર કીધો વાસ
ગોમતીને પણ પ્રીય ગણીને રાખી પોતાની પાસ—ગોમતી ૨

પરસોતમ માસની પૂનમ ઉપર પ્રેમ કરી સૌ જાય
તેથી આ ગોમતી વ્હાલ ધરીને નિર્દોષોને ખાય—ગોમતી ૩

સાંજના સાડા પાંચ વાગે સૌ જન ત્યાં ફરવા જાય
તેવા સમયનો લાગ સાધી તેની નાવડી ઉંધી થાય—ગોમતી ૪

સ્ત્રીઓ પુરૂષને બાળક જુઓ નિર્દોષ પ્રાણી ગણાય
પ્રેમ થકી સૌ ફરવા જાતાં ગોમતી માંહી તણાય—ગોમતી ૫

લાલો, કુબેર અને કાળીદાસ એ ધર્મ બંધુઓ કહેવાય
સંપ થકી સૌ સાથે રહેતા તે ગોમતીથી ના સહેવાય-ગોમતી ૬

સ્ત્રીઓ પુરૂષ અને બાળક જુઓ નિર્દોષ પ્રાણી ગણાય
પ્રેમ થકી સૌ ફરવા જાતાં ગોમતી માંહી તણાય -ગોમતી ૭

ગોમતી માત તું ગુસ્સે થઈ પણ વેર શું કરીઓ કેર
નાડીઓ કોઈનાં હાથ ના લીધી વાળીતે કયારનાં વેર-ગોમતી ૮

ગોમતી કેરા ગોટાળો જોઈને મગન દોડયો જાય
રંગ ભુવનની અંદર જઈને માગે ડાકટરની સહાય-ગોમતી ૯

ત્યાંથી ડાક્ટર ઉભા થઈને આવ્યા છે ગોમતી ઘાટ
કલાક દોઢ એક ઉભા રહીને જુએ લાશોની વાટ-ગોમતી ૧૦

ગોમતી કેરા આરાની ઉપર મેદની જામી અપાર
લાશો તણી પીછાનો જયાં પડતાં સત્વર છુટી'તા તાર-ગોમતી ૧૧

પહેલો વાર જે અમદાવાદી હીંગુ પોળનો કહેવાય
હાથમાં આવી વાંચતા સાથે સ્નેહીથી કેમ રહેવાય-ગોમતી ૧૨

આઠનો તાર સવાઆઠે મળતાં હૈડાં ઉંચાં થાય
સ્નેહીઓ ત્યાંથી જુદા થઇને સ્પેશીયલ કરવા જાય-ગોમતી ૧૩

અમદાવાદથી નીકળી સ્પેશીઅલને આવી છે ડાકોર માંય
લાશો પીછાની બોલાવતા સાથે હૌડી વછુટયાં ત્યાંય-ગો૦ ૧૪

આથી તેઓના સ્નેહીના દીલને આશા રહીતી જરાય
કહે છે તેડાવો ડાક્ટરને જીવ તેનો ગભરાય -ગો૦ ૧૫

પણ આશા એ સ્નેહીઓ કેરી સઘળી નીષ્ફળ થઇ
મનની બધી મનમાં રહીને તનની તનમાં ગઇ -ગો૦ ૧૬

માટે સૌ જને ભેગા થઇને કીધોતો અગ્ની દાહ
સતિ થઇ તેં કેર શું કીધો વાહરે ગોમતી વાહ-ગો૦ ૧૭

પ્રિય વાંચકો વાતો મેંતો જે જે કની તે કહી
પણ સુણજો બાકી જનોની અધુરી અહીંથી રહી ગો૦ ૧૮

ત્રણ તો લીધા અમદાવાદી વાડાસીનોરના બેય
એકતો લીધો બારડોલીનો ખંભાતી બે કેય ગો૦ ૧૯

એક રહ્યો જે બાકી તેની જાણુતો ન કંઇ વાત
ત્રણ રહી જે ઓએો તેનાં પડેલી ગોમતી ઘાટ-ગો૦ ૨૦

આવી રીતે જણા બાર તણો તે ભોગ નક્કી કહેવાય
પણ જુવો રણછોડજી કેરા દ્વારે જુલમ શું થાય-ગો૦ ૨૧

માટે કહુ છું વાંચક વીરા સુણજો તમે એહ
કર્મ તણાં તે ફળ પામ્યાં છે નક્કી જાણજો એહ-ગો૦ ૨૨

જાત્રા કેરા ધામે જઇને કરે જે જુઠાં કૃત્ય
કોઇક જનના પાપે સમજો પામ્યા સૌજન મૃત્ય-ગો૦ ૨૩

૧૦૭૧૩



ગોમતી ગણી હોવીત તમે પણ તેનો નથી કાંઈ વાંક

જુઠાં કરીને કૃત્ય પછીકે ગોમતીમાં નાહી નાંખ,-ગો૦ ૨૪

માટે કહું છુ વાંચક વીરા કરજો સારાં કામ

જાત્રા કેરા ધામે જઇ નવ લજવશો તમ નામ -ગો૦ ૨૫

કંઇક જનો યાત્રાના બાને આવે ડાકોર માંય

મગન કહે મોજ ભોગવવા માટે માલી રહેછે ત્યાંય-ગો૦૨૬

આજ ગોમતી એ ગજબ કીધોરે નિર્દોષોનો ભોગજ લીધો.

લેખક–કોમીક કવિ મગનલાલ બાપુજી
ગોધરાવાળા.

સમાપ્ત.

जसमाईननो

आयोडाईझड

# सारसापेरीला

परदेशी के देशी कोईपण बनावटना बीजा सारसा करतां जसमाईननो सारसापरेला बढीआतो छे. एम वापरनार छाती ठोकीने कहे छे. तमे वापरीने खात्री करो. लोही बीगाड दुर करी शक्ति आपे छे प्रमेह, सिफलीटीक, दराज, खस, खरजवां, गडगुमड, सांधीवा, हाथपगमां फुटट. शरीरे काळा दाघा पडवा, विगेरेमां अकसीर छे. दरेक अनियमीतपणुं मटाडे छे. निरोगी अने सशक्त थवा माटे जसमाईनना सारसापरीलानी त्रण बाटली जरुर वापरो. कींमत रु. १॥. वी. पी. थी रु. १॥।≈. शीशीना वी. पी. थी रु ५)≈ छ शीशीना रु. ८)≈.

लखो—जसमाइन एजन्सी.

नडीयाद, (गुजरात)